

શ્રી

# लघु स्तोत्र संग्रह.

---

## શ્રી ક્ષત્રિય યુવક મિત્રમંડળ તરફથી


સંશોધક અને ભાષાન્તર કર્તા.

**જોષી હિંમતરામ ઘેલાભાઇ ભટ.**

નાની છીપવાડ—સુરત.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

સેક્રેટરી, **ક્ષત્રી મુગટલાલ મંછારામ ચેવલી.**

ઠેકાણું, બેગમપુરા-સુરત.



સંવત ૧૯૭૩ સને ૧૯૧૭.


**શ્રી ક્ષત્રિય મિત્રમંડળ મારે ઇનામના મેળાવડા પ્રસંગે વિદ્યાર્થીઓના લાભાર્થે.**


સુરત—ચૌટાના પુલ ઉપર આવેલા “સુરત સીટી” પ્રી.

પ્રેસમાં ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.



શ્રી

# લઘુ સ્તોત્ર સંગ્રહ.

શ્રી ક્ષત્રિય યુવક મિત્રમંડળ તરફથી


સંશોધક અને ભાષાન્તર કર્તા.

**જોષી હિંમતરામ ઘેલાભાઇ ભટ.**

નાની છીપવાડ—સુરત.



છપાવી પ્રસિદ્ધ કર્તા.

**સેક્રેટરી, ક્ષત્રી મુગટલાલ મંછારામ ચેવલી.**

ઠેકાણું, બેગમપુરા--સુરત.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.


**શ્રી ક્ષત્રિય મિત્રમંડળ માટે ઇનામના મેળાવડા પ્રસંગે વિદ્યાર્થીઓના લાભાર્થે.**


સુરત—ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રી.

પ્રેસમાં ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.

# શ્રી ક્ષત્રિય યુવક મિત્રમંડળના

## સભાસદો.



મંત્રી મુગટલાલ મંછારામ ચેવલી. (સેક્રેટરી અને ટ્રેઝરર)
" તુલસીદાસ હરકીશનદાસ ચેવલી.
" ભુખણદાસ ડાહ્યાભાઈ "
" રતીલાલ દુર્લભરામ "
" છગનલાલ હરકીશનદાસ કડીવાળા.
" જમનાદાસ તાપીદાસ હાથી.
" ગાંડાભાઈ દુર્લભરામ ગોનાવાળા.
" મગનલાલ ભુખણદાસ "
" છગનલાલ વનમાળીદાસ ડાકટર.





## સુજ્ઞ જ્ઞાતિબંધુઓ !!!

સત્સંગ પ્રભાવથી હૃદયકમળની ખિલાવટ થતાં સનાતન ધર્મના સિદ્ધાંતનું રહસ્ય સમજાય છે અને પોતાના મનુષ્ય અવતારની સત્ય કર્તવ્યતા સમજી શકાય છે. સાંપ્રત કાળમાં આપણા સનાતન ધર્મના સત્ય સિદ્ધાંતોનું રહસ્ય જડવાદનાં ભુંગળાના શોરબકોરમાં, બુદ્ધિની બધિરાવસ્થાએ સમજાતું નથી. કેમકે સ્વધર્મ ભક્તિમાન સંબંધિ યોગ્ય શિક્ષાઓ બાલ્યાવસ્થાથી મળતી નથી. તેના પરિણામે પોતાના વર્ણાશ્રમ ધર્મની મર્યાદા અને ભક્તિજ્ઞાનનાં અનુભવ રહસ્યગુપ્ત થવા લાગ્યાં છે. તે ઉપર ખાસ ધ્યાન આપવા, સજ્જન બંધુઓ આ સ્તોત્રોને અનુકુળ માની બુદ્ધિભેદ ટાળી સનાતન ધર્મની મર્યાદા સેવશે, એમ આશા રાખવામાં આવે છે.

સંવત ૧૯૭૩ ના જ્યેષ્ઠ શુદ ૧૦ ગુરૂવાર.

બેગમપુરા—સુરત.
તા. ૩૧-૫-૧૯૧૭.

શ્રી ક્ષત્રિય યુવક મિત્રમંડળ.

# અર્પણ પત્રિકા.

## વડોદરા નિવાસી શ્રીમાન્ શેઠ

## વલ્લભરામ જમનાદાસ

## મુળજીની સેવામાં,

યત્ આપ, જ્ઞાતિ ઉપકારના તમામ કાર્યોમાં ઉત્સાહ ભર્યો ભાગ લઇ, તન મન અને ધનથી જ્ઞાતિ સેવાના કાર્યો કરોછો, એવા આપના અનેક સદ્ગુણોથી આકર્ષાઇ, આ લઘુ સ્તોત્ર નામનું નાનકડું પુસ્તક આપની પવિત્ર સેવામાં અર્પણ કરૂંછું.

લી૦

આપનો કૃપાકાંક્ષી

સુરત. | ક્ષત્રી સુઅટલાલ મંછારામ ચેવલી
તા. ૩૧-૫-૧૭ | સેક્રેટરી-શ્રીક્ષત્રિય યુવકમિત્ર મંડળ.

श्री १।

श्रीगणेशायनमः

वक्रतुण्ड महाकाय, सूर्य कोटी सम प्रभो
निर्विघ्नं कुरुमे देव, सर्व कार्येषु सर्वदा ॥१॥

હે વક્રતુણ્ડવાળા સૂર્યનારાયણની સરખી કાન્તીવાળા મારાં સર્વ કાર્ય નિર્વિઘ્ને સંપુર્ણ કરો. ॥૧॥

प्रणम्य शिरसादेवं, गौरीपुत्रं विनायकम
भक्त्यावा संस्मरेन्नित्यं, आयुः कामार्थ सिद्धये ॥२॥

પાર્વતીના પુત્ર એવા વિનાયકદેવને મસ્તકવડે નમન કરી ભક્તિવડે દરરોજ આયુષ્ય અને કાર્યની સિધ્ધિને માટે ગણેશનું સ્મરણ કરવું. ॥૨॥

प्रथमं वक्रतुण्डं च, एकदंतं द्वितीयकं
तृतीयं कृष्ण पिंगाक्षं, गजवक्त्र चतुर्थकम ॥३॥

પહેલું વક્રતુણ્ડ, બીજું એકદન્ત, ત્રીજું કૃષ્ણપીંગાક્ષ, ચોથું ગજવક્ત્ર. ॥૩॥

लंबोदर पंचमं च, षष्ठं विकटमेव च
सप्तमं विघ्नराजं च, धूम्रवर्ण तथाऽष्टकम ॥४॥

પાંચમું લંબોદર, છઠ્ઠું વિકટ, સાતમું વિઘ્નરાજ, આઠમું ધૂમ્રવર્ણ. ॥૪॥

नवमं भालचंद्रं च, दशमं तु विनायकम्
एकादशं तु गणपती, द्वादशं तु गजाननम् ॥५॥

નવમું ભાલચંદ્ર, દશમું વિનાયક, અગીયારમું ગણુ-પતિ અને બારમું ગજાનન. ॥૫॥

द्वादशैतानि नामानि, त्रिसंध्यंयः पठेन्नरः
न च विघ्न भयं तस्य, सर्व सिद्धि करं परं ॥६॥

આટલાં બાર નામો જે પુરૂષ સવારે, બપોરે, અને સાંજે કરે તેને વિઘ્નનો ભય રહેતો નથી. અને સર્વ સિદ્ધિ કરનારૂં આ સ્તોત્ર છે. ॥૬॥

विद्यार्थी लभते विद्या, धनार्थी लभते धनम्
पुत्रार्थी लभते पुत्रा, न्मोक्षार्थी लभते गतिम् ॥७॥

વિદ્યાર્થીને વિદ્યા મળે છે ધનની ઇચ્છાવાળાને ધન મળે છે પુત્રની ઇચ્છાવાળાને પુત્ર મળે છે અને મોક્ષની ઇચ્છાવાળાને મોક્ષ મળે છે. ॥૭॥

जपेद्गणपती स्तोत्रम्, षड्भिर्मासैः फलं लभेत्
संवत्सरेण सिद्धिंच, लभते नात्र संशयः ॥८॥

આ ગણુપતિ સ્તોત્રનો છ માસ સુધી નિત્ય પાઠ કરવાથી ફળ મળે છે અને એક વર્ષ સુધી નિત્ય પાઠ કર-વાથી સિદ્ધ થાય એમાં સંશય રાખવો નહીં. ॥૮॥

अष्टानां ब्राह्मणानांच, लिखित्वाय: समर्पयेत्
तस्य विद्याभवेत्सर्वा, गणेशस्य प्रसादतः ॥९॥
इति श्री संकट निवारण गणपति स्तोत्रम
समाप्तम.

આ સ્તોત્ર જે માણુસ પોતાને હાથે લખી આઠ બ્રાહ્મણોને આપે છે તેને ગણેશના પ્રસાદથી સર્વ વિદ્યા પ્રાપ્ત થાય છે. ॥૯॥

એ પ્રમાણે સંકટ નિવારણ નામનું ગણપતિ સ્તોત્ર સંપૂર્ણ છે.



श्रीगणेशायनमः

असितोवाच—

जगद्गुरो नमस्तुभ्यं, शिवाय शिवदाय च
योगीन्द्राणां च योगींद्र, गुरुणां गुरवे नमः ॥१॥

॥ અથ શીવ સ્તોત્ર પ્રારંભ ॥

અસિતરૂષી બોલ્યા કે, જગતના ગુરૂ એવા, શાન્તીને આપનારા યોગીન્દ્રના યોગીન્દ્ર અને ગુરૂના ગુરૂ એવા શંકરને નમસ્કાર હો. ॥૧॥

मृत्यो मृत्यु स्वरुपेण, मृत्यु संसार खंडन
मृत्योरीश मृत्युबीज, मृत्युञ्जय नमोऽस्तुते ॥२॥

મૃત્યુ અને મૃત્યુના સ્વરૂપવડે મૃત્યુરૂપી સંસારના ખંડન કરનારા એવા અને મૃત્યુના સ્વામી, મૃત્યુના બીજ-રૂપ એવા મૃત્યુને જીતનારા શંકરને નમસ્કાર હો. ॥૨॥

कालरुपं कालयतां, काल कालेश कारण
काला दतीत कालस्थ, काला काल नमोऽस्तुते ॥३॥

કાલસ્વરૂપ, કાલને પ્રાપ્ત થએલા એવા, કાલ અને અકાલના કારણ ભૂત એવા, અને કાલથી અતીત એવા કાલમાં રહેનારા એવા, કાલ અને અકાલરૂપ શંકરને નમસ્કાર હો. ॥૩॥

गुणातीत गुणाधार, गुणबीज गुणात्मक
गुणीश गुणानां बीज, गुणीनां गुरवे नमः ॥४॥

ગુણથી અતિત ગુણોને આધારભુત ગુણોના બીજરૂપ ગુણાત્મક ગુણીશ અને ગુણીઓના બીજરૂપ એવા શંકરને નમસ્કાર હો. ॥૪॥

ब्रह्मस्वरुप ब्रह्मज्ञ, ब्रह्मभावे च तत्परः
ब्रह्मबीज स्वरुपेण, ब्रह्मबीज नमोऽस्तुते ॥५॥

બ્રહ્મ સ્વરૂપ બ્રહ્મને જાણનાર બ્રહ્મભાવમાં તત્પર અને બ્રહ્મ બીજ સ્વરૂપવડે બ્રહ્મના બીજરૂપ એવા શંકરને નમસ્કાર હો. ॥૫॥

इति स्तुत्वा शिवं नत्वा, पुरस्तस्थौ मुनीश्वरः
दिन वत्साश्रु नेत्रश्च, पुलकांचित ग्रहः ॥६॥

આ પ્રમાણે સ્તુતી કરી મુનીઓના ઇશ્વર એવા અસિત રૂષિ રોમાંચથી મુક્ત અને અશ્રુધારાવડે દિન એવા થઇને આગળ ઉભા. ॥૬॥

असितेन कृतं स्तोत्रं, भक्तियुक्तश्च यः पठेत्
वर्षमेकं हविष्याशि, शंकरस्य महात्मनः ॥७॥

જે પુરૂષ અસિત મુનીનું કરેલું આ સ્તોત્ર ભક્તિ યુક્ત એક વર્ષ નિત્ય પાઠ કરવાથી શંકરની કૃપાથી હવિષ્યાશિ થાય છે. ॥૭॥

सलभेद्वैष्णवं पुत्रं, ज्ञानिनं चीर जीविनम्
भवेद्धनाढयो दुःखी च, मूको भवति पंडितः ॥८॥

અને તે પુરૂષ શુધ્ધ વૈષ્ણવ જ્ઞાની અને દીર્ઘાયુ એવા પુત્રને પ્રાપ્ત કરે છે. દરિદ્રી પુરૂષ ધની થાય છે. અને મુર્ખ પુરૂષ પંડિત થાય છે. ॥૮॥

अभार्यो लभते भार्यां, सुशीलां च पतिव्रताम्
इह लोके सुखं भुक्त्वा, यात्यंते शिव सन्निधिम् ॥९॥

સ્ત્રી વિનાના પુરૂષને સુશીલા અને પતિવ્રતા એવી સ્ત્રી મળે છે. અને આ લોકમાં સુખ ભોગવી અંતે શિવ લોકને પામે છે. ॥૯॥

इदं स्तोत्रम पुरादत्तं ब्रह्मणाच प्रचेतसे
प्रचेतसा स्वपुत्राय, असिताय दत्त मुत्तमम् ॥१०॥

આ સ્તોત્ર આગળ બ્રહ્માએ વસિષ્ઠને આપ્યું અને

વશિષ્ઠએ પોતાના એવા અસિતને ઉત્તમ એવું આ સ્તોત્ર આપ્યું છે. ૧૦

એ પ્રમાણે આ સ્તોત્ર સંપૂર્ણ છે.



श्रीगणेशायनमः

## श्री सूर्यकवच स्तोत्रम्.

याज्ञवल्क्योवाच–

शृणुष्व मुनि शार्दूल, सूर्यस्यकवचं शुभम्
शरीरारोग्यदं दिव्यं, सर्व सौभाग्यदायकम् ॥१॥

श्री सूर्यकवच स्तोत्रम्=યાજ્ઞવલ્કય બોલ્યા કે હે મુની-ઓ શરીરને આરોગ્ય આપનારૂં, અને સર્વ સૌભાગ્યતાને આપનારૂં એવું, સૂર્યકવચ નામનું આ સ્તોત્ર સાંભળો. ॥૧॥

देदिप्यमान मुकुटं, स्फुरन्मकर कुंडलम्
ध्यात्वा सहस्त्रकिरणं, स्तोत्रमेमत् उदीरयेत् ॥२॥

શોભાયમાન મુકુટવાળા અને પ્રસરેલું છે. મકરકુંડલ તે જેનું એવા સહસ્ર કિરણવાળા સૂર્યનારાયણનું ધ્યાન ધરીને આ સ્તોત્ર કહું છું. ॥૨॥

शिरोमेभास्करः पातु, ललाटं मेऽमितद्युतिः
नेत्रे दिनमणिः पातु, श्रवणे वासरेश्वरः ॥३॥

ભારા મસ્તકનું भास्कर રક્ષણ કરો. अमितद्युतिः ભારા લલાટનું રક્ષણ કરો. दिनमणिः ભારા નેત્રોનું રક્ષણ કરો. અને वासरेश्वरः ભારા કર્ણોનું રક્ષણ કરો. ॥૩॥

घ्राणं धर्मधृति पातु, वदनं वेदवाहनः
जिह्वामे मानदः पातु, कंठंमे सुरवन्दितः ॥४॥

धर्मघृतिः નાસિકાનું રક્ષણ કરો અને वेदवाहन ભારા મુખનું રક્ષણ કરો. અને मानदः મારી જીહ્વાનું રક્ષણ કરો, અને सुरवन्दितः ભારા કંઠનું રક્ષણ કરો. ॥૪॥

स्कन्धौ प्रभाकरः पातु, वक्षः पातु जनप्रियः
पातु पादौ द्वादशात्मा, सर्वाङ्गः सकलेश्वरः ।५॥

प्रभाकर ભારા સ્કંધોનું રક્ષણકરો. जनः प्रियः મારી છાતીનું રક્ષણ કરો. द्वादशात्मा ભારા પગોનું રક્ષણ કરો. અને : सकलेश्वरः ભારાં સર્વાંગનું રક્ષણ કરો. ॥૫॥

सूर्य रक्षात्मकं स्तोत्रं, लिखित्वा भूर्जे पत्रके
दधातियः करे तस्य, वशगाः सर्व सिद्धयः ॥६॥

આ સૂર્ય રક્ષાત્મક સ્તોત્રને ભુર્જપત્ર ઉપર લખી હાથે બાંધવાથી સર્વ સિધ્ધિઓ વશ થાય છે. ॥૬॥

सुस्नातो यो जपेत्सम्यक्, योऽधिते स्वस्थ मानसः
सरोग मुक्तो दीर्घायुः सुखं पुष्टिं च विन्दाति ॥७॥

વિધિયુક્ત સ્નાન કરી જે પુરૂષ એકચિત્તથી સારી

રીતે આ સ્તોત્રનો પાઠ કરે છે, તે પુરૂષ રોગ મુકત દીર્ઘાયુ થાય છે, અને સુખ તથા પુષ્ટીને પ્રાપ્ત કરે છે, એ પ્રમાણે શ્રી સૂર્યકવચ સ્તોત્ર સંપુર્ણ છે.

इति सूर्यकवच स्तोत्रम संपूर्णम्.



श्रीगणेशायनमः

## श्री तुलसीकवच स्तोत्रम.

अस्य श्री तुलसीकवच स्तोत्र मंत्रस्य,
श्री महादेव ऋषिः अनुष्टुप छन्दः
श्री तुलसी देवता, मन ईप्सित कामना
सिध्यर्थं जपे विनीयोगः

तुलसी श्री महादेवी, नमः पंङ्कज धारिणी
शिरोमे तुलसी पातु, भालं पातु यशस्विनी ॥१॥

આ શ્રી તુલસીકવચ સ્તોત્ર મંત્રના રૂષિ એટલે દ્રષ્ટા અર્થાત્ મંત્રોના જોનાર કે સંગ્રહ કરનાર મહાદેવ છે, છંદ અનુષ્ટુપ છે. તથા મંત્રોના દેવતા એટલે સ્તોત્રમાં જેનું વર્ણન કરેલું છે. તે શ્રી તુલસી છે. મન કામની સિધ્ધિને માટે આ સ્તોત્રનો જપ કરવામાં આવે છે. પંકજ ધારણ કરનારી હે મહાદેવી તુલસી મારા મસ્તકનું રક્ષણ કરો, યશસ્વીની મારા લલાટનું રક્ષણ કરો. ॥૧॥

द्दशामे पद्मनयना, श्री सखी श्रवणे मम
घ्राणं पातु सुगंधामे मुखं च सुमुखी मम ॥२॥

પદ્મનયના મારી દ્રષ્ટિનું રક્ષણ કરો, શ્રી સખી મારા કર્ણનું રક્ષણ કરો, સુગંધા મારા નાકનું રક્ષણ કરો, અને સુમુખી મારાં મુખનું રક્ષણ કરો. ॥૨॥

जिह्वामे पातु शुभदा, कंठं विद्यामयी मम
स्कन्धौ कह्लारिणी पातु, हृदयं विष्णु वल्लभा ॥३॥

શુભદા મારી જીહ્વાનું રક્ષણ કરો, વિદ્યામયી મારા કંઠનું રક્ષણ કરો, કહ્વારિણી મારા સ્કંધનું રક્ષણ કરો, વિષ્ણુ વલ્લભા મારા હૃદયનું રક્ષણ કરો. ॥૩॥

पुण्यदा मे पातु मध्यं, नाभिं सौभाग्यदायिनी
कटिं कुंडलिनी पातु, उरु नारद वंदिता ॥४॥

પુણ્યદા મારી કટીનું રક્ષણ કરો, અને સૌભાગ્યદાયિની મારી નાભીનું રક્ષણ કરો, કુંડલીની મારી કટીનું રક્ષણ કરો, નારદવંદિતા મારા સાથળનું રક્ષણ કરો. ॥૪॥

जननी जानुनि पातु, जंघा सकल वंदिता
नारायण प्रिया पादौ, सर्वाङ्ग सर्वर[illegible]णी ॥५॥

જનની મારા જાનુનું રક્ષણ કરો, સકલ વાંદિતા મારી જંઘાનું રક્ષણ કરો, નારાયણ પ્રિયા મારા પગોનું રક્ષણ કરો, સર્વ રક્ષિણી મારાં સર્વ અંગનું રક્ષણ કરો. ॥૫॥

संकटे विषमे दूर्गे, भयेवादे महाहवे
नित्यं हि संध्ययोः पातु, तुलसी सर्वतः सदा ॥६॥

સંકટને વિષે, કઠીણુ કિલ્લાને વિષે, ભયને વિષે, વાદને વિષે, મોટા દાવાનળને વિષે, જે પુરૂષ આસ્તોત્રનો દરરોજ પાઠ કરે છે તેને સર્વ સંકટોમાંથી તુલસી દેવી સદા રક્ષણુ કરે છે. ॥૬॥

ईतिदं परमं गुह्यं, तुलस्याः कवचामृतम
मृत्यां नाममृतार्थाय, भीताना मभयायच ॥७॥

આ પ્રમાણે પરમ ગુહ્ય એવું આ તુલસી કવચ રૂપી અમૃતને માણુસના અમૃતને માટે તથા ભયવાળા પુરૂષને નિર્ભયતા માટે છે ॥૭॥

मोक्षायच मुमुक्षाणां,, ध्यायिनां ध्यान योगकृत्
वश्याय वश्य कामानां विद्यायै वेद वादिनाम् ॥८॥

મોક્ષની ઈચ્છાવાળાઓને મોક્ષને માટે, ધ્યાન કરનારાઓને ધ્યાનને માટે, વશ કરનારાઓને વશને માટે, વિદ્યાની ઈચ્છાવાળાઓને વિદ્યા માટે આ સ્તોત્ર છે. ॥૮॥

द्रविणाय दरिद्राणां पापिनां पापशान्तये
अन्नाय क्षुधितानां च स्वर्गाय स्वर्ग मिच्छतां ॥९॥

દરિદ્રીને દ્રવ્યને માટે, પાપીઓને પાપની શાન્તીને માટે ભુખ્યાઓને અન્નને માટે, અને સ્વર્ગની ઈચ્છાવાળાઓને સ્વર્ગને માટે છે. ॥૯॥

૭૨–૨



पशव्यं पशुकामानां, पुत्रदं पुत्र कांक्षिणाम्
राज्याय भ्रष्ट राज्यानां, अशान्तानां च शान्तये ॥१०॥

પશુની ઇચ્છાવાળાઓને પશુ આપનારૂં છે. પુત્રોની ઈચ્છા વાળાઓને પુત્રને આપનારૂં છે. ભ્રષ્ટ રાજ્યોના રાજ્યને માટે છે. અશાન્તીની શાન્તીને માટે છે. ॥૧૦॥

भक्त्यर्थं विष्णु भक्तानां, विष्णोः सर्वान्तरात्मनि
जाप्यं त्रिवर्ग सिद्ध्यर्थं, ग्रहस्थेन विशेषतः ॥११॥

વિષ્ણુના ભકતોને વિષ્ણુની ભકિતને માટે અને વિષ્ણુને વિષે તથા સર્વના અંતઃકરણમાં રહેલી એવી તુલસીની સ્તુતી ત્રણ વર્ગની સિદ્ધિને માટે ગ્રહસ્થોને વિશેષ ફળ આપનારી છે. ॥૧૧॥

उद्यंतं चंडकिरणं, उपस्थाय कृतांजलिः ॥१२॥
तुलसी कानने तिष्ठ न्नासिनो वा जपेदिदम्
सर्वान् कामान् वाप्नोति, तथैव मम संनिधिम् ॥१३॥

સૂર્યના ઉગતાં પહેલાં સૂર્યને ઉપસ્થાન તથા અર્ધ્ય આપી તુલસીની સન્મુખ બેસી આસ્તોત્રનો જપ કરવાથી સર્વ કામનાને પ્રાપ્ત કરે છે, તથા મારી સમીપ વસે છે. ॥૧૨ ૧૩॥

मम प्रियकरं नित्यं, हरिभक्ति विवर्धनम्
बाल्यात्- त्मजा नारी, तस्याः अङ्कं प्रमार्जयेत्. ॥१४॥

એ પ્રમાણે કરવાથી તુલસીને પ્રિય થાય છે. અને ઈશ્વર

ભક્તિ વધે છે. જે સ્ત્રીને મ્રત પ્રજા થતી હોય તેના અંગને માર્જન કરવાથી ॥૧૪॥

सा पुत्रं लभते दीर्घ, जीविनं चाप्य रोगिणम्
वंध्याया मार्जये दंगं, कुशैर्मंत्रेण साधकः ॥१५॥

તેને દીર્ઘાયુષ્યવાળો અને નિરોગી પુત્ર પ્રાપ્ત થાય છે. સાધક પુરૂષ વંધ્યા સ્ત્રીના શરીરને દર્ભનાવડે માર્જન કરવાથી ॥૧૫॥

सापि संवत्सरा देव, गर्भं दत्ते मनोहरम्
अश्वस्थे राज वश्यार्थी, जपेदग्नेः सुरुपभाक् ॥१६॥

તે વંધ્યા સ્ત્રી પણ એક સંવત્સરમાં મનોહર એવા ગર્ભને ધારણ કરે છે. પીપળા પાસે બેસી પાઠ કરવાથી રાજા વશ થાય છે. અગ્નિની સન્મુખ બેસી જપ કરવાથી સારૂં રૂપ પ્રાપ્ત થાય છે ॥૧૬॥

पलाश मूले विद्यार्थी, तेजोर्थ्याभिमुखोरवेः
कन्यार्थी चंडिका गेहे, शत्रु हत्यै गृहे मम ॥१७॥

પલાસના મૂળ ઉપર બેસી જપ કરવાથી વિદ્યા પ્રાપ્ત થાય છે, સૂર્યની સન્મુખ બેસવાથી તેજ પ્રાપ્ત થાય છે, ચંડિકાના મંદિર વિષે પાઠ કરવાથી કન્યા પ્રાપ્ત થાય છે. તુલસી પાસે બેસી પાઠ કરવાથી શત્રુનો નાશ થાય છે. ॥૧૭॥

श्री कामो विष्णु गेहे च उद्यानं स्त्री वशा भवेत्
कि मत्र बहुनोक्तेन, श्रुणु सैन्यंश तत्वतः ॥१८॥

વિષ્ણુના મંદિરમાં બેસી પાઠ કરવાથી લક્ષ્મી મળે છે, બાગમાં પાઠ કરવાથી સ્ત્રી વશ થાય છે. હે કાર્તિક સ્વામી આ મેં તત્વ તત્વ કહ્યું છે, વધારે કહેવાથી શું ? ॥૧૮॥

य य काम मभिघ्याये त त प्राप्नोत्यसशयम् ॥१९॥

इतिश्री तुलसी कवच स्तोत्रम् ।

सपूर्णम्.

જે પુરૂષ જે જે કામની ઈચ્છા કરે તેને સંશયવિના તે તે કામે પ્રાપ્ત થાયછે, તારકાસુરના વધની ઈચ્છાવાળા હે સૈન્યાધિપતિ તું તુલસીની પાસે બેસી આ જપ કર તેથી તું નક્કી તારકાશુરનો વધ કરીશ એમાં સંશય રાખવો નહીં. ॥૧૯॥

આ પ્રમાણે તુલસી કવચ સંપુર્ણ છે.

## શ્રી ગણેશાયનમઃ

## શ્રી સરસ્વતી સ્તોત્ર

घोररूपे महारावे सर्व शत्रु भयंकरं
भवनेभ्यो वरदे देवी त्राहिमां शरणागतम् ॥१॥

ઘોર રૂપવાળી, મહાન્ શબ્દ કરનારી, અને સર્વ શત્રુઓને ભય કરનારી એવી, ભકતોને વરદાન આપનારી હે સરસ્વતી દેવી શરણે આવેલા એવા, મારૂં રક્ષણ કરો. ॥૧॥

ॐ सुरा सुरार्चिते देवी सिद्ध गन्धर्व सेविते
जाड्य पाप हरेदेवी त्राहिमां शरणागतम् ॥२॥

સુર અને અસુરો વડે પુંજાએલી એવી, સિદ્ધો અને ગંધર્વોએ સેવા કરી છે જેની એવી, હે સરસ્વતી દેવી, શરણે આવેલા એવા મારી જડબુદ્ધિ અને પાપને હરણ કરી, રક્ષણ કરો. ॥૨॥

जत्यजूट समायुक्ते लोल जिह्वान्तकारिणी
द्रुतबुद्धि करे देवी त्राहिमां शरणागतम् ॥३॥

જટાના જથાથી યુકત એવી, અને જીહ્વાને ચપળ કરનારી એવી, તથા નિર્મળ બુધ્ધિ, અને અંતઃકરણને નિર્મળ કરનારી, હે દેવી શરણે આવેલા એવા, મારૂં રક્ષણ કરો. ॥૩॥

सौम्य क्रोध धरे रूपे चण्डरूपे नमोऽस्तुते
सृष्टिरूपे नमस्तुभ्यं त्राहिमां शरणागतम् ॥४॥

સૌમ્ય ક્રોધને ધારણ કરેલા એવા રૂપને વિષે, તથા ચણ્ડરૂપવાળી એવી, સરસ્વતી દેવીને નમસ્કાર હો, સૃષ્ટિ રૂપને નમસ્કાર હો, અને તારે શરણે આવેલા એવા, મારૂં રક્ષણ કરો. ॥૪॥

जडानां जडताहं[illegible] भक्तानां भक्तवत्सला
मूढतां हरमेदेवी त्राहिमां शरणागतम् ॥५॥

જડ પુરૂષોની જડતાને હરણ કરનારી, ભકતોને ભકત વત્સલા એવી, હે સરસ્વતી દેવી, મારી મૂઢતા હરીને શરણે આવેલા એવા, મારૂં રક્ષણ કરો. ॥૫॥

बुद्धिदेहि यशोदेही कवित्वं देहिदेहि मे
मूढत्वं च हरे देवी त्राहिमां शरणागतम् ॥६॥

હે સરસ્વતી દેવી બુધ્ધિને આપો, યશને આપો, મારા વિષે કવિત્વપણું આપો, હે સરસ્વતી દેવી, મૂઢત્વને હરણ કરીને શરણે આવેલા એવા, મારૂં રક્ષણ કરો. ॥૬॥

अष्टम्यां च चतुर्दश्यां नवम्यां यःपठेन्नरः
षण्मासैर्सिद्धिमाप्नोति नात्रकार्यं विचारणा ॥७॥

જે પુરૂષ અષ્ટમી, ચતુર્દશી, અને નવમીને દિવસે આસ્તોત્રનો પાઠ કરે છે, તેને છ માસની અંદર સિધ્ધિ આપે છે, એમાં વિચાર કરવો નહીં. ॥૭॥

इदंस्तोत्रं पठेद्यस्तु सततं श्रद्धयान्वितः
उत्तमा लभते विद्यां तर्कं व्याकरणादिकम् ॥८॥

श्रीसरस्वती स्तोत्र संपूर्णम्

જે પુરૂષ નિશ્ચય શ્રદ્ધાથી સુકત થઇ આસ્તોત્રનો પાઠ કરે છે, તેને ઉત્તમ એવી તર્ક વ્યાકરણાદિ વિદ્યા પ્રાપ્ત થાય છે.

ઇતી શ્રી સરસ્વતી સ્તોત્ર સંપૂર્ણમ્

## अथ उपवीत धारण मंत्र

**ह्रीं यज्ञोपवीतं परमं पवित्रं प्रजापते य त्सहजं पुरस्तात्**
**आयुष्य मग्र्यं प्रति मुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः॥१॥**
**यज्ञोपवीत मसि यज्ञस्यत्वा यज्ञो पवीते नोपनह्यामि**

આ મંત્ર જનોઇ ધારણ કરવાનો છે. આ મંત્ર બોલી જનોઇ ધારણ કરી જુની જનોઇ કાઢી નદીમાં અગર તુળસી કયારામાં નાંખી આવવી.



## श्रीसंध्या प्रयोगः

स्नान विधिः પ્રથમ હાથમાં પાણી લઇને સ્નાનનો સંકલ્પ નીચે પ્રમાણે કરવો. अद्येत्यादि मासोत्तमेमासे अमुक मासे अमुक पक्षे अमुक तिथौ अमुक वासरे ममात्मनः कायिक वाचिक मान्सिक सांसर्गिक ज्ञाता ज्ञात स्पर्शास्पर्श आसन भोजम शयन गमनकृत कर्मदोष निरसनद्वारा श्री परमेश्वर प्रीत्यर्थं च कर्माधिकारार्थं स्नान विधिना स्नान महं करिष्ये॥ हरिर्भागीरथी विप्राः विप्राभागीरथी हरिः भागीरथी हरिर्विप्रा सारमेकं जगत्रये॥ આ મંત્ર બોલી ત્રણ વખત માથાપર પાણી છાંટવું.

पुष्करादीनि तीर्थानि गंगाद्या सरितस्तथा। आगच्छन्तु पवित्राणी स्नानकाले सदा मम॥ આ મંત્ર બોલી સ્નાન કરવું.

## ॥ संध्या वंदनम् ॥

आचम्य: प्राणानायम्य: शिखाबंधनम् ॥

ह्रीं केशवाय नमः ह्रीं नारायणाय नमः ह्रीं माधवाय नमः ॥
આ ત્રણ નામો બોલી આચમન કરવાં પછીથી ह्रीं गोविंदाय नमः આ બોલી હાથ ધોઇ નાંખવો.

संकल्पः-अद्येत्यादि मासोत्तमेमासे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे प्रातः संध्योपासनम्यहं करिष्ये. આ પ્રમાણે બોલી સંકલ્પ કરવો. પછીથી ડાબે હાથે આચમનીમાં પાણી લઇ, अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोपिवा यःस्मरेत्पुंडरिकाक्षं स बाह्याभ्यंतरः शुचि : ॥
આ પ્રમાણે બોલી જમણે હાથે શરીરપર પાણી છાંટવું.

अथन्यासः संमुखायनमः એ બોલી મુખપર જમણો હાથ મુકવો.

द्वे नेत्राभ्यांनमः (બે આંખો) वामूछलाटाय नमः (કપાળ) बं मूर्ध्ने नमः (મસ્તક) तें बाहुभ्यां नमः (હાથ) गं नाभ्यै नमः (નાભી) बं हृदयाय नमः (હૃદય) मं कटीभ्यां नमः (કેડ) मों जानुभ्यां नमः (જાંગ) नमो भगवते वासुदेवाय नमः (સર્વાંગે) प्राणायामः॥ મૌન ધારણ કરીને તથા આંખો મીંચીને ટચલી આંગળી અને તેની પાસેની આંગળી વડે ડાબા નાકના નસ્કોરાંને દાબી, જમણા નસ્કોરામાં પવન ખેંચવો, તે વખતે ह्रीं कृष्णाय विद्महे दामोदराय धीमही तन्नो विष्णुः प्रमोदयात्॥

આ મંત્ર ત્રણવાર બોલવો પછી અંગુઠાથી જમણા નસ્કોરાંને દબાવી બન્ને નસ્કોરાંને દાબી, ઉપરનો મંત્ર ત્રણવાર ભણી શ્વાસ

અંદર રાખવો, પછી ટચલી આંગળી પાસેની આંગળી કાઢીને ડાબા નાકને છોડીને વાયુ બહાર કાઢવો, તે વખતે ઉપરનો મંત્ર ત્રણવાર બોલવો પછી અર્ધ્યામાં જળ લઇ, તેમાં ચંદનપુષ્પ મુકી બે હાથે પકડીને ઉપરનો ગાયત્રી મંત્ર ભણી ત્રણ વખત સૂર્યને અર્ધ્ય આપવા, અર્ધ્ય આપતી વખતે श्रीसूर्यनारायणाय एषतेर्धः પછીથી ह्रीं दामोदराय नमः એમંત્ર ત્રણ વખત બોલી હાથમાં પાણી લઇ સુંઘી, ડાબી બાજુએ નાંખી દેવું. अथ आवाहनम् ॥ पूर्वा संध्यातु गायत्री रक्तांगी रक्तवाससा अक्षसूत्रधरादेवी कमंडलु समन्विता, आयाहिवरदे देवी त्र्यक्षरे ब्रह्मवादिनी गायत्री छंदसां मातर्ब्रह्म योने नमोऽस्तुते॥ આ મંત્રો બોલી ગાયત્રીનું ધ્યાન ધરી સૂર્યનારાયણને નમસ્કાર કરી, ह्रीं कृष्णायविद्महे. એ મંત્રથી અથવા ह्रीं नमो भगवते वासुदेवाय. એ મંત્રથી એકસો આઠ જપ કરી પછી પાણી લઇને अद्य पूर्वोच्चरित तिथौ अनेन मत्कृतेन अष्टोत्तर शत संख्याकजपेन श्रीपरमेश्वर प्रीयताम् ॥ આ પ્રમાણે સંકલ્પ મૂકવો. પછી નીચેનો મંત્ર બોલી ગાયત્રીનું વિસર્જન કરવું. उत्तरे शिखरेजाता भूम्यां-पर्वतवासिनी ब्रह्मणा समनुज्ञाता गच्छदेवी यथासुखम् ॥

इति श्रीसंध्याप्रयोगः संपूर्णम् ॥



પરમ પ્રિય જ્ઞાતિ યુવક બંધુઓ!!!

હું આપને વિનંતી કરૂં છું કે આ શ્રી ક્ષત્રિય મિત્રમંડળ સ્થપાયાને લગભગ બે વર્ષ થવા આવ્યા છે હાલમાં આ મંડળમાં કેટલા સભાસદો છે તે આગળ દ છે, તેથી આપે જાણ્યું હશે. માટે આપ યુવક બંધુઓ, જ્યારે આ મંડળના સભાસદ તરીકે ગણાવા ઇચ્છતા હો, ત્યારે આ મંડળના સેક્રેટરીને રૂબરૂમાં મળી આપના વિચારો દર્શાવવા અને દરેક વાતનો ખુલાસો મેળવવો, કે જેથી આ મંડળ આપને માટે ઘટતી યોજના કરશે.

બેગમપુરા,
સુરત.

સેક્રેટરી અને ટ્રેઝરર.
શ્રી ક્ષત્રિય યુવક મિત્રમંડળ.